સૃષ્ટિના
સમગ્ર માનવ માટે
કુરઆનનો
સંદેશ



# અલ કુરઆન

ઃ ખાસ નોંધ ઃ

પવિત્ર ગ્રંથ હોવાથી ગમે ત્યાં મુકવું નહીં.

સંકલન : અબુ તલ્હા

ચોથી આવૃત્તિ : ફેબ્રુઆરી-૨૦૧૪ પ્રત : ૧૦૦૦

અલ્લાહ (ઈશ્વર), જેના સિવાય કોઈ મઅબુદ (ઈશ્વર) નથી, એ જીવંત હસ્તી છે જેણે તમામ સૃષ્ટિને સંભાળી રાખી છે. તે ન સુવે છે ન તેને ઝોંકુ આવે છે. જે કાંઈ આકાશો અને જમીનમાં છે તે એનું જ છે. કોણ છે જે એની સમક્ષ એની પરવાનગી વિના ભલામણ કરી શકે ? એ જાણે છે જે કંઈ બંદાઓની સામે છે અને જે કંઈ એમનાથી અદ્રશ્ય છે. અને તેઓ તેના જ્ઞાનમાંથી કોઈ વસ્તુને જાણી નથી શકતા. તે સિવાય કે જેને તે (જણાવવા) ઈચ્છે. તેનું આસન આસ્માનો અને જમીનો પર છવાએલું છે. અને એનું રક્ષણ તેના પર સહેજ પણ ભારરૂપ નથી. બસ, તે જ એક મહાન અને ઉચ્ચ હસ્તી છે. (સૂરઃ બકરહ, ૨૫૫)

અનમોલ પ્રકાશન
૨૮, કબીર કોમ્પ્લેક્ષ,
ગંજ બજાર પાસે,
નડીઆદ-૩૮૭૦૦૧.
www.anmolprakashan.org




મુદ્રક : મુન ગ્રાફીક્સ :
૯૮૯૮૦૮૮૨૬૬

અત્યંત દયાળુ અને અનહદ કૃપાળુ અલ્લાહના નામથી

# સૃષ્ટિના સમગ્ર માનવ માટે કુરઆનનો સંદેશ

(૧) ક્યારેય તમે વિચાર્યું, આ બિજ જે તમે વાવો છો, તેમાંથી ખેતી તમે ઉગાડો છો કે તેના ઉગાડનારા અમે છીએ? (સૂરઃ વાકિઅહ, ૬૩, ૬૪)

(૨) ક્યારેય તમે આંખો ખોલીને જોયું, આ પાણી જે તમે પીઓ છો, તેને તમે વાદળોમાંથી વરસાવ્યું છે કે એના વરસાવનાર અમે છીએ ?

(સૂરઃ વાકિઅહ, ૬૮, ૬૯)

(૩) ક્યારેય તમે વિચાર કર્યો, આ આગ જે તમે સળગાવો છો તેનું વૃક્ષ તમે પેદા કર્યું છે કે એના પેદા કરનારા અમે છીએ ? (સૂરઃ વાકિઅહ, ૭૧, ૭૨)

(૪) ક્યારેય તમે વિચાર્યું, આ વિર્ય જે તમે નાખો છો, એનાથી બાળક તમે બનાવો છો કે તેના બનાવનાર અમે છીએ? (સૂરઃ વાકિઅહ, ૫૮, ૫૯)

(૫) શું આ લોકો પોતાના ઉપર ઊડતાં પક્ષીઓને પાંખો ફેલાવતાં અને અને સંકેલી લેતાં નથી જોતા ?

રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ) સિવાય કોઈ નથી જેણે તેમને ટેકવી રાખ્યા હોય. તે જ દરેક વસ્તુની દેખરેખ રાખનાર છે. (સૂરઃ મુલ્ક, ૧૯)

(૬) કોણ છે જે તમને રોજી આપી શકે જો પરમ્ કૃપાળુ (અલ્લાહ) પોતાની રોજી અટકાવી દે ? વાસ્તવમાં આ લોકો વિદ્રોહ અને સત્યથી વિમુખતા ઉપર હઠે ચઢેલા છે.

(સૂરઃ મુલ્ક, ૨૧)

(૭) "(હે પયગમ્બર !) આમને પૂછો, "રણ અને સમુદ્રના અંધકારમાં કોણ તમને જોખમોથી બચાવે છે ? કોણ છે જેના પાસે તમે (મુસીબતના સમયે)

કરગરી-કરગરીને છાની રીતે પ્રાર્થના કરો છો ? કોનાથી કહો છો કે જો આ આપત્તિમાંથી તેણે અમને બચાવી લીધા તો અમે જરૂર કૃતજ્ઞ થઈશું ? - કહો, અલ્લાહ તમને આનાથી અને દરેક તકલીફથી છુટકારો આપે છે, પછી તમે બીજાઓને તેના ભાગીદાર ઠેરવો છો.''(સૂરઃ અન્આમ, ૬૩, ૬૪)

(૮) ''અને જો તમે આમને પૂછો કે, તમને કોણે પેદા કર્યા છે તો તેઓ પોતે કહેશે કે અલ્લાહે. પછી તેઓ ક્યાંથી ધોખો ખાઈ રહ્યા છે ?'' (સૂરઃ ઝુખરુફ, ૮૭)

(૯) એમને પુછો કોણ છે જે તમને આકાશ અને ધરતીમાંથી રોજી આપે છે ? સાંભળવા અને જોવાની શક્તિઓ કોના અધિકારમાં છે ? કોણ નિર્જીવમાંથી સજીવને અને સજીવમાંથી નિર્જીવને કાઢે છે ? કોણ દુનિયાની આ વ્યવસ્થાનો ઉપાય કરી રહ્યો છે ? તો તેઓ કહેશે અલ્લાહ (ઈશ્વર), કહો : તો પછી તમે (સત્યની વિરૂદ્ધ ચાલવાથી) દૂર રહેતા નથી ? (સૂરઃ યૂનુસ, ૩૧)

(૧૦) એમને પૂછો તમારા ઠેરવેલા ભાગીદારોમાંથી કોઈ છે જે સર્જનની શરૂઆત પણ કરતો હોય અને પછી તેનું પુનરાવર્તન પણ કરે ? કહો, ''તે માત્ર અલ્લાહ (ઈશ્વર) જ છે જે સર્જનની શરૂઆત પણ કરે છે અને તેનું પુનરાવર્તન પણ.'' પછી તમે કયા ઊંધા રસ્તા ઉપર ચલાવવામાં આવી રહ્યા છો ?

(સૂરઃ યૂનુસ, ૩૪)

(૧૧) અલ્લાહ જ તો છે જેણે નિર્બળતાની હાલતથી તમારા સર્જનની શરૂઆત કરી, પછી આ નિર્બળતા બાદ તમને શક્તિ પ્રદાન કરી, ત્યારબાદ આ શક્તિ પછી તમને કમજોર અને વૃદ્ધ કરી દીધા. તે જે કંઈ ચાહે છે, પેદા કરે છે અને તે બધું જ જાણનાર અને દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવનાર છે. (સૂરઃ રુમ, ૫૪)

(૧૨) કહો, તે અલ્લાહ છે, અદ્વિતીય ! અલ્લાહ સૌથી બેનિયાઝ (નિરપેક્ષ, નિસ્પૃહ) છે. (અને સૌ તેના મોહતાજ છે) ન તેની કોઈ સંતાન છે અને ન તે કોઈનું સંતાન અને કોઈ તેનો સમકક્ષ નથી. (સૂરઃ ઈખલાસ, ૧ થી ૪)

(૧૩) લોકો ! બંદગી અપનાવો, પોતાના તે રબ (માલિક અને પાલનહાર)ની જે તમારો અને તમારા અગાઉ જે લોકો થઈ ગયા છે, તે સૌનો સર્જનહાર છે. તમારા બચાવની આશા આ જ રીતે થઈ શકે છે. (સૂરઃ બકરહ, ૨૧)

(૧૪) એ જ તો છે જેણે તમારા માટે ધરતીનું પાથરણું પાથર્યું, આકાશની છત બનાવી, ઉપરથી પાણી વરસાવ્યું અને એના દ્વારા દરેક પ્રકારના ખાદ્ય પદાર્થો ઉત્પન્ન કરી તમારા માટે જીવિકા પૂરી પાડી. પછી જ્યારે તમે આ જાણો છો તો બીજાઓને અલ્લાહના સમકક્ષ ન ઠેરવો. (સૂરઃ બકરહ, ૨૨)

(૧૫) કોણ છે જે વ્યાકુળ લોકોની દુઆ સાંભળે છે જ્યારે તેઓ તેને પોકારે, અને કોણ તેની તકલીફ દૂર કરે છે ? અને (કોણ છે જે) તમને ધરતી ઉપર ખલીફા (નાયબ, પ્રતિનિધિ) બનાવે છે ? શું અલ્લાહ સાથે કોઈ બીજો ખુદા પણ (આ કાર્ય કરનારો) છે ? તમે લોકો ભાગ્યે જ વિચારો છો. (સૂરઃ નમ્લ, ૬૨)

(૧૬) આમને કહો, અલ્લાહ સિવાય આકાશો અને ધરતીમાં કોઈ અદૃશ્યનું જ્ઞાન ધરાવતું નથી. અને તે (તમારા ઉપાસ્યો તો એ પણ) નથી જાણતા કે ક્યારે તેઓ ઉઠાવવામાં આવશે ? (સૂરઃ નમ્લ, ૬૫)

(૧૭) (આ લોકોને) કહો, “બતાવો, જો તમે જાણતા હોવ કે આ ધરતી અને તેની સમસ્ત આબાદી કોની છે ? (સૂરઃ અલ મુઅમિનૂન, ૮૪)

(૧૮) દ્રશ્ય અને અદ્રશ્યનો જાણવાવાળો, તે ઉચ્ચતર છે તે શિર્કથી (અનેકેશ્વરવાદ) જે આ લોકો પ્રસ્તાવિત કરી રહ્યા છે.

(સૂરઃ અલ મુઅમિનૂન, ૯૨)

(૧૯) હે પયગમ્બર ! આમને કહો, ‘‘ક્યારેય તમે આંખો ખોલીને જોયું પણ છે કે તે હસ્તીઓ છે શું જેમને તમે અલ્લાહને છોડીને પોકારો છો ? જરા મને બતાવો તો ખરા કે ધરતીમાં તેમણે શું પેદા કર્યું છે ? અથવા આકાશોના સર્જન અને યોજનામાં તેમનો કોઈ હિસ્સો છે ? આનાથી પહેલા આવેલ કોઈ ગ્રંથ કે જ્ઞાનનો કોઈ શેષ ભાગ (આ ધારણાઓના પુરાવામાં) તમારા પાસે હોય તો તે જ લઈ આવો, જો તમે સાચા છો.’’ (સૂરઃ અહફાક, ૪)

(૨૦) અને જ્યારે તમામ મનુષ્યો એકત્ર કરવામાં આવશે, તે વખતે તેઓ પોતાના પોકારનારાઓના શત્રુ અને પોતાની ઉપાસનાનો ઈન્કાર કરનારા હશે.

(સૂરઃ અહકાફ, ૬)

(૨૧) તેને જ પોકારવું સત્ય છે. રહી તે બીજી હસ્તીઓ, જેમને તેને (અલ્લાહને) છોડીને આ લોકો પોકારે છે, તે તેમની પ્રાર્થનાઓનો કોઈ જવાબ નથી આપી શકતા. તેમને પોકારવું તો એવું છે જેમ કે કોઈ મનુષ્ય પાણી તરફ હાથ ફેલાવી તેને વિનંતી કરે કે તું મારા મોઢા સુધી પહોંચી જા, જો કે પાણી તેના સુધી પહોંચવાનું નથી. બસ, આ રીતે કાફિરો (અધર્મીઓ) ની પ્રાર્થનાઓ પણ કંઈ નથી પરંતુ એક તીર કોઈ લક્ષ વિનાનું. (સૂરઃ રઅદ, ૧૪)

(૨૨) તે તો એક અલ્લાહ જ છે જેને ધરતી અને આકાશોની પ્રત્યેક વસ્તુ ઈચ્છા-અનિચ્છાએ સિજદો કરી રહી છે અને બધી વસ્તુઓના પડછાયા સવાર-સાંજ તેના આગળ ઝુકે છે. (સૂરઃ રઅદ, ૧૫)

(૨૩) લોકો ! એક દૃષ્ટાંત આપવામાં આવે છે, ધ્યાનથી સાંભળો. જે ઉપાસ્યોને તમે અલ્લાહને છોડીને પોકારો છો, તેઓ સૌ ભેગા મળીને એક માખી પણ પેદા કરવા ચાહે તો નથી કરી શકતા. બલ્કે જો માખી તેમના પાસેથી કોઈ વસ્તુ ઝૂંટવીને લઈ જાય તો તેઓ તેને છોડાવી પણ નથી શકતા. મદદ માંગનારા પણ નિર્બળ અને જેમનાથી મદદ માંગવામાં આવે છે, તેઓ પણ નિર્બળ. (સૂરઃ હજ, ૭૩)

(૨૪) (આ લોકોએ) અલ્લાહની કદર જ ન જાણી, જેવી રીતે તેને જાણવાનો હક છે. વાસ્તવિકતા એ છે કે શક્તિશાળી અને ઈજ્જતવાળો તો અલ્લાહ જ છે.

(સૂરઃ હજ, ૭૪)

(૨૫) (હે નબી !) કહો, ‘‘હે ગ્રંથવાળાઓ ! આવો એક એવી વાત તરફ જે તમારા અને અમારા વચ્ચે સમાન છે, એ કે આપણે અલ્લાહ સિવાય કોઈની બંદગી (ઉપાસના) ન કરીએ, તેના સાથે કોઈને ભાગીદાર ન ઠેરવીએ અને આપણામાંથી કોઈ અલ્લાહ સિવાય કોઈ બીજાને પોતાનો રબ (ઈશ્વર) ન બનાવી લે.’’ (સૂરઃ આલે ઈમરાન, ૬૪)

(૨૬) તેને છોડીને તમે જેની બંદગી (ઉપાસના) કરી રહ્યા છો, તેઓ તેના સિવાય કંઈ જ નથી કે બસ થોડા નામો છે જે તમે અને તમારા બાપ-દાદાઓએ રાખી લીધાં છે, અલ્લાહે તેમના માટે કોઈ પ્રમાણ-પત્ર નથી ઉતાર્યું. સાર્વભૌમત્વ (શાસન-સત્તા) અલ્લાહ સિવાય કોઈના માટે નથી. તેનો આદેશ છે કે તેના સિવાય તમે કોઈની બંદગી ન કરો. આ જ સાવ સીધી જીવન-પદ્ધતિ છે, પરંતુ આધિકાંશ લોકો જાણતા નથી.  (સૂરઃ યૂસુફ, ૪૦)

(૨૭) એકાગ્રચિત્ત થઈને અલ્લાહના બંદા બનો, તેના સાથે કોઈને ભાગીદાર ન બનાવો. અને જે કોઈ અલ્લાહ સાથે કોઈને ભાગીદાર જાણે તે આકાશમાંથી પડી ગયો, હવે કાં તો પક્ષીઓ તેને ઉપાડી લઈ જશે અથવા હવા તેને એવી જગ્યાએ લઈ જઈને ફેંકી દેશે જ્યાં તેના ફુરચેફુરચાં ઊડી જશે. (સૂરઃ હજ, ૩૧)

(૨૮) આતે તત્ત્વદર્શિતાની વાતો છે જે તરા રબે તારા ઉપર વહી કરી છે. અને જુઓ અલ્લાહ સાથે બીજો કોઈ ઉપાસ્ય ન બનાવી બેસ, નહીં તો તને જહન્નમ (નર્ક)માં નાખી દેવામાં આવશે નિંદાપાત્ર અને દરેક ભલાઈથી વંચિત થઈને.

(સૂરઃ બની ઈસરાઈલ,  ૩૯)

(૨૯) અને કોણ છે જેણે ધરતીને રોકવાની જગ્યા બનાવી અને તેમાં નદીઓ વહેવડાવી અને તેમાં (પર્વતોના) ખૂંટા ખોસી દીધાં અને પાણીના બે ભંડારો વચ્ચે આડ ઊભી કરી દીધી ? શું અલ્લાહ સાથે કોઈ બીજો ખુદા પણ

(આ કામોમાં ભાગીદાર) છે ? નહીં, બલ્કે આમાંથી મોટા ભાગના નાદાન છે.
(સૂરઃ નમ્લ, ૬૧)

(૩૦) તે અલ્લાહ જ છે તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, અદૃશ્ય અને દૃશ્ય દરેક વસ્તુને જાણવાવાળો, તે જ અત્યંત કૃપાળુ (રહમાન) અને અત્યંત દયાળુ છે.
(સૂરઃ હશ્ર - ૨૨)

(૩૧) તે અલ્લાહ જ છે જે સૃષ્ટિની યોજના ઘડનાર અને તેને ક્રિયાન્વિત કરનાર અને તે અનુસાર રૂપ બનાવવાવાલો છે. તેના માટે સર્વશ્રેષ્ઠ નામો છે. દરેક વસ્તુ જે આકાશો અને ધરતીમાં છે તેની તસ્બીહ (ગુણગાન) કરી રહી છે અને તે પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે. (સૂરઃ હશ્ર- ૨૪)

(૩૨) જે લોકો ઈમાન લાવે છે (આસ્થા રાખે છે) તેમનો સમર્થક અને સહાયક અલાલહ છે અને તે તેમને અંધકારમાંથી પ્રકાશમાં કાઢી લાવે છે અને જે લોકો ઈન્કારનો માર્ગ અપનાવે છે, તેમના સમર્થક અને સહાયક તાગૂત (શેતાન) છે અને તેઓ તેમને પ્રકાશમાંથી અંધકાર તરફ ખેંચી લઈ જાય છે. આ આગમાં જનારા લોકો છે, જ્યાં તેઓ હંમેશા રહેશે. (સૂરઃ બકરહ, ૨૫૭)

(૩૩) (હે મુહમ્મદ !) કહો, “હે મનુષ્યો ! હું તમારા સૌ માટે તે અલ્લાહનો પયગમ્બર (સંદેષ્ટા) છું જે ધરતી અને આકાશોની બાદશાહીનો માલિક છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, તે જ જીવન પ્રદાન કરે છે અને તે જ મૃત્યુ આપે છે, પછી ઈમાન લાવો (આસ્થા રાખો) અલ્લાહ ઉપર અને તેના મોકલેલા ઉમ્મી નબી (હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર જે અલ્લાહ અને

તેના આદેશોને માને છે, અને તેનું અનુસરણ કરો, આશા છે કે તમે સીધો માર્ગ પામી લેશો.'' (સૂરઃ અઅરાફ, ૧૫૮)

(૩૪) આ એક ઘણો બરકતવાળો ગ્રંથ છે, જે

(હે પયગમ્બર !) અમે તમારા તરફ અવતરિત કર્યો છે જેથી આ લોકો તેની આયતો ઉપર વિચારે અને બુદ્ધિ અને સમજ રાખવાવાળા લોકો તેનાથી બોધ ગ્રહણ કરે. (સૂરઃ સાદ, ૨૯)

(૩૫) (હે પયગંબર !) કહી દો કે ''લોકો ! તમારા પાસે તમારા રબ તરફથી સત્ય આવી ગયું છે. હવે જે સીધો માર્ગ અપનાવે, તેનું સીધા માર્ગ ઉપર ચાલવું તેના જ માટે લાભદાયક છે અને જે પથભ્રષ્ટ રહે તેની પથભ્રષ્ટતા તેના જ માટે વિનાશકારી છે, અને હું તમારા ઉપર કોઈ રખેવાળ નથી.'' (સૂરઃ યૂનુસ, ૧૦૮)

(૩૬) (હે નબી !) તમે તે માર્ગદર્શનનું અનુસરણ કરતા રહો જે તમારા તરફ વહી મારફતે મોકલવામાં આવી રહ્યું છે અને ધૈર્ય રાખો ત્યાં સુધી કે અલ્લાહ ફેંસલો કરી દે, અને તે જ સૌથી શ્રેષ્ઠ ફેંસલો કરનાર છે. (સૂરઃ યૂનુસ, ૧૦૯)

(૩૭) હા, આવી જ રીતે (પયગમ્બર !) આ અરબી કુરઆન અમે તમારા તરફ વહી (અવતરીત) કર્યું છે જેથી તમે વસ્તીઓના કેન્દ્ર (મક્કા શહેર) અને તેના આસપાસના રહેવાસીઓને ચેતવી દો, અને એકત્ર થવાના દિવસથી ડરાવી દો જેના આવવામાં કોઈ શંકા નથી. એક જૂથને જન્નત (સ્વર્ગ)માં જવાનું છે અને બીજા જૂથને દોજખ (નર્ક)માં. (સૂરઃ શૂરા, ૭)

(૩૮) હે ગ્રંથવાળાઓ ! અમારો રસૂલ (સંદેષ્ટા) તમારા પાસે આવી ગયો છે જે અલ્લાહના ગ્રંથની ગણી તે વાતોને તમારા સમક્ષ ખોલી રહ્યો છે જેના ઉપર તમે પડદો નાખ્યા કરતા હતા, અને ઘણી વાતોને દરગુજર પણ કરતો જાય છે. તમારા પાસે અલ્લાહ તરફથી પ્રકાશ આવી ગયો છે અને એક એવો સત્ય-દર્શક ગ્રંથ જેના વડે

અલ્લાહ તે લોકોને જેઓ તેની પ્રસન્નતાની પ્રબળ ઈચ્છા રાખે છે, સલામતીના માર્ગો બતાવે છે અને પોતાના હુકમથી તેમને અંધકારમાંથી કાઢીને અજવાળા તરફ લાવે છે અને સીધા માર્ગ તરફ તેમનું માર્ગદર્શન કરે છે.

(સૂરઃ માઈદહ, ૧૫, ૧૬)

(૩૯) નિઃશંક કુફ્ર (ઈન્કાર) કર્યું તે લોકોએ જેમણે કહ્યું કે અલ્લાહ મરયમનો પુત્ર મસીહ જ છે. જો કે મસીહે કહ્યું હતું, ‘‘હે ઈસરાઈલની સંતાન ! અલ્લાહની બંદગી (ઉપાસના) કરો, જે મારો રબ (ઈશ્વર) પણ છે અને તમારો રબ પણ.’’ જેણે અલ્લાહ સાથે કોઈને ભાગીદાર બનાવ્યો, તેના માટે અલ્લાહે જન્નત વર્જિત (હરામ) કરી દીધી અને તેનું ઠેકાણું જહન્નમ છે, અને આવા અત્યાચારીઓનો કોઈ મદદગાર નથી. (સૂરઃ માઈદહ, ૭૨)

(૪૦) કાળના સોગંદ ! મનુષ્ય હકીકતમાં ખોટમાં છે, સિવાય તે લોકોના જેઓ ઈમાન લાવ્યા(આસ્થા રાખી) અને સદ્‌કાર્યો કરતા રહ્યા, અને એકબીજાને સત્યની શિખામણ અને ધૈર્ય સદુપદેશ આપતા રહ્યા. (સૂરઃ અસ, ૧ થી ૩)

(૪૧) બરાબર જાણી લો કે આ દુનિયાનું જીવન તેના સિવાય કંઈ નથી કે એક ખેલ અને દિલ્લગી અને બાહ્ય ભપકો અને એક-બીજાના સામે શેખી કરવી અને માલ અને સંતાનમાં એક-બીજાથી આગળ વધી જવાની કોશિશ કરવું છે. આનું દૃષ્ટાંત એવું છે કે જાણે એક વરસાદ થઈ ગયો તો તેનાથી પેદા થનારી ખેતી જોઈને ખેડૂતો ખુશ થઈ ગયા. પછી તે જ ખેતી પાકી જાય છે અને તમે જુઓ છો કે પીળી પડી ગઈ. પછી તે ભૂસું બનીને રહી જાય છે. આનાથી વિપરીત, આખિરત (પરલોક) તે જગ્યા છે જ્યાં કઠોર યાતના છે અને અલ્લાહની ક્ષમા અને તેની પ્રસન્નતા છે. દુનિયાનું જીવન ભ્રમમાં નાખવા ઊભી કરેલ માયાજાળ સિવાય કશું નથી. (સૂરઃ હદીદ, ૨૦)

(૪૨) દોડો અને એક-બીજાથી આગળ વધાવાનો પ્રયાસ કરો, પોતાના રબની ક્ષમા અને તે જન્નત તરફ જેની વિશાળતા આકાશ અને ધરતી સમાન છે, જે તૈયાર કરવામાં આવી છે તે લોકો માટે જેઓ અલ્લાહ અને તેના રસૂલ (સંદેષ્ટા) ઉપર ઈમાન લાવ્યા (આસ્થા રાખી) હોય. આ અલ્લાહનું કૃપા-દાન છે, જેને ચાહે છે પ્રદાન કરે છે, અને અલ્લાહ મોટો કૃપાળુ છે.(સૂરઃ હદીદ, ૨૧)

(૪૩) તમને વધુને વધુ અને એક-બીજાથી વધીને દુનિયા પ્રાપ્ત કરવાની ધુને ગફલતમાં નાખી રાખ્યા છે. (સૂરઃ તકાસુર, ૧)

(૪૪) પછી જરૂર તે દિવસે તમારા પાસેથી આ કૃપાઓ વિષે જવાબ માંગવામાં આવશે. (સૂરઃ તકાસુર, ૮)

(૪૫) તે દિવસે જેની કર્મનોંધ તેના જમણા હાથમાં આપવામાં આવશે, તે કહેશે, ‘‘લો જુઓ, વાંચો મારી કર્મનોંધ.’’ (સૂરઃ હાક્કા, ૧૯)

(૪૬) તો અલ્લાહ તેમનેતે દિવસની મુસીબતથી બચાવી લેશે અને તેમને પ્રફુલ્લતા અને આનંદ પ્રદાન કરશે. (સૂરઃ દહર, ૧૧)

(૪૭) આ છે તમારો બદલો અને તમારી કામગીરી કદરને પાત્ર ઠરી છે. (સૂરઃ દહર, ૨૨)

(૪૮) જે લોકોએ પોતાના રબ (પ્રભુ)ના સાથે ઈન્કાર (કુફ્ર) ની નીતિ અપનાવી છે તેમના માટે જહન્નમ (નર્ક) ની યાતના છે અને તે ખૂબ જ ખરાબ ઠેકાણું છે.
(સૂરઃ મુલ્ક, ૬)

(૪૯) શું તે નહીં જાણે જેણે પૈદા કર્યા છે ? જો કે તે સૂક્ષ્મ દષ્ટિવાળો અને સુમાહિતગાર છે. (સૂરઃ મુલ્ક, ૧૪)

(૫૦) લોકો ! પોતાના માલિક અને પાલનહાર (રબ) ના પ્રકોપથી બચો. હકીકત એ છે કે કયામત (પ્રલય)નો ધરતીકંપ ખૂબ (ભયંકર) વસ્તુ છે. (સૂરઃ હજ, ૧)

(૫૧) જે દિવસે તમે તેને જોશો, સ્થિતિ એ હશે કે

દરેક દૂધ પીવડાવનારી પોતાના દૂધ પીતાં બાળકથી ગાફેલ થઈ જશે, દરેક ગર્ભવતીનો ગર્ભ પડી જશે અને લોકો તમને ઉન્મત્ત દેખાશે, જો કે તેઓ નશામાં નહીં હોય, બલ્કે અલ્લાહની યાતના (અઝાબ) જ એવી સખત હશે.
(સૂરઃ હજ, ૨)

(૫૨) કેટલાક લોકો એવા છે જેઓ જ્ઞાન વિના અલ્લાહ વિષે વાદ-વિવાદ કરે છે અને દરેક વિદ્રોહી શેતાનનું અનુસરણ કરવા લાગે છે. (સૂરઃ હજ, ૩)

(૫૩) અને આ (તે વાતનું પ્રમાણ છે) કે કયામત (પુનરુજ્જીવન)ની ઘડી આવીને રહેશે. એમાં કોઈ શંકાને અવકાશ નથી, અને અલ્લાહ ચોક્કસ તે લોકોને ઉઠાવશે જેઓ કબરોમાં પહોંચી ચૂક્યા છે. (સૂરઃ હજ, ૭)

(૫૪) અને જે મારા 'ઝિક્ર' (શિખામણના પાઠ)થી મોઢું ફેરવશે, તેના માટે દુનિયામાં જીવન તંગ હશે અને કયામત (પુનરુજ્જીવન) ના દિવસે અમે તેને આંધળો ઉઠાવીશુ.'' (સૂરઃ તાહા, ૧૨૪)

(૫૫) આ રીતે અમે હદથી આગળ વધી જનારાઓ અને પોતાના રબની આયતોને ન માનનારાઓને (દુનિયામાં) બદલો આપીએ છીએ, અને આખિરતની યાતના વધુ સખત અને અધિક સ્થાયી છે. (સૂરઃ તાહા,૧૨૭)

(૫૬) હકીકત એ છે કે જે ગુનેગાર બનીને પોતાના રબ સમક્ષ હાજર થશે તેના માટે જહન્નમ છે જેમાં તે ન જીવશે, ન મરશે. (સૂરઃ તાહા, ૭૪)

(૫૭) થોડુ વિચારો, જે માણસ ઊંધુ ઘાલીને ચાલી રહ્યો હોય તે સત્ય માર્ગ પામનાર છે કે તે જે માથું ઊંચું રાખીને સીધો એક સમતળ માર્ગ ઉપર ચાલી રહ્યો હોય ? (સૂરઃ મુલ્ક, ૨૨)

(૫૮) આમનો કહો, ક્યારેય તમે એપણ વિચાર્યું કે જો તમારા કુવાઓનું પાણી જમીનમાં ઉતરી જાય તો કોણ છે જે આ પાણીના વહેતા સ્ત્રોતને કાઢીને તમને લાવી આપશે. (સૂરઃ મુલ્ક, ૩૦)

(૫૯) "તે જ છે જે તમારા સામે વીજળીઓ ચમકાવે છે જેને જોઈને તમને ડર પણ લાગે છે અને આશાઓ પણ બંધાય છે.

તે જ છે જે પાણીથી લદાયેલા વાદળો ઉઠાવે છે, વાદળોની ગર્જના તેની પ્રશંસા સાથે તેની પવિત્રતાનું વર્ણન કરે છે. (સૂરઃ રા'દ, ૧૨-૧૩)

(૬૦) "અલ્લાહ આકાશો અને ધરતીના રાજ્યનો માલિક છે, જે ચાહે છે પેદા કરે છે, જેને ચાહે છે પુત્રીઓ આપે છે, જેને ચાહે પુત્રો આપે છે, જેને ચાહે પુત્રો અને પુત્રીઓ ભેગા આપે છે, અને જેને ચાહે વાંઝિયાં બનાવી દે છે. તે બધું જ જાણે છે અને દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે." (સૂરઃ શૂરા, ૪૯-૫૦)

**આ કિતાબ તૈયાર કરવામાં**

**સહકાર આપનારને**

**અલ્લાહ**

**બહેતર બદલો**

**બન્ને જહાનમાં આપે. આમીન.**

**કલિમ-એ-તૌહીદ (તચ્ચીબહ)**

**લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર રસૂલુલ્લાહ.**

**અર્થ** : અલ્લાહ સિવાય કોઈ બંદગીને લાયક નથી, મહુમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહના રસૂલ છે.

**કલિમએ શહાદત**

**અશ્હદુ અલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહ-દહુ લા શરી-ક લહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહ.**

**અર્થ** : હું ગવાહી (સાક્ષી) આપુ છું કે અલ્લાહ સિવાય કોઈ બંદગી (પૂજ્ય)ને લાયક નથી, તે એકલો છે તેનો કોઈ ભાગીદાર નથી, અને હું ગવાહી આપુ છું કે બેશક મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે.

## અનમોલ પ્રકાશન - કિતાબો કી ફેહરીસ્ત

૧. કુરઆન સંદેશ
૨. ખુત્બાતે તૌહીદ
૩. દિન ઔર રાતમેં નબી સ.અ.વ.કી એક હજાર સે ઝ્યાદા સુન્નતેં
૪. મેં તૌબા કરના ચાહતા હું લેકીન....
૫. અનમોલ મોતી (નબી સ.અ.વ. કે અખ્લાક - ૧૦૦ હદીષ)
૬. નમાઝ પઢનેવાલો કે લીયે ૩૦ ખુશ ખબરીયાં
૭. ઝબાન કી હિફાઝત
૮. વાલેદૈન સે હુસ્ને સુલુક
૯. રેહબરે હજ્જ
૧૦. નમાઝે નબવી (સ.અ.વ.)
૧૧. મખ્સુસ દુઆએં
૧૨. દુઆએં સુબ્હ ઔર શામકી
૧૩. એહલે સુન્નત
૧૪. ફઝાઈલે કુરઆન મજીદ
૧૫. ૭૮૬ કી હકીકત
૧૬. યા અલ્લાહ મદદ
૧૭. તલાકનો ઈસ્લામી ફતવો
૧૮. ઈસ્લામી આદાબ
૧૯. નેક ઔરત
૨૦. આદાબે ઝિંદગી
૨૧. દુઆ
૨૨. તોહફા-એ-રમઝાન
૨૩. દઅવતે હક કે તકાઝે ઔર એક દાઈ કી ખુશુશીયાત
૨૪. અય મુસ્લિમ બહન
૨૫. ઔરત ઔર શોપીંગ
૨૬. સબ્ર
૨૭. ૧૦૦ કબીરા ગુનાહ
૨૮. ઈલ્મ કી ફઝીલત
૨૯. એક હઝાર મુન્તખબ અહાદીષ (બુખારી શરીફ) હિસ્સા-૧